૭૮૬



# કમેટીના મૌલાના.

Rg No 228

ઉર્દુ ઉપરથી ગુજરાતીમાં છપાવી પ્રગટ કરનાર,

મોહંમદ ખુબ.

અડીટર —

નૂરે-ઇસ્લામ-મુર્ગીગરની પોળ-અમદાવાદ.

આવૃત્તી ૧ લી. — પ્રત ૧૦૦૦ —

—સને ૧૯૨૪.— હિજરી ૧૩૪૨.

કિંમત — ચાર આના

આફ્રિકા ખાતે — ૬ પેન્સ

આ ચોપડી "અમદાવાદ ફાઇન આર્ટ" પ્રિ. પ્રેસમાં સુલેમાન ઇસ્માઇલે છાપી જુમામસ્જીદ સામે, અમદાવાદ.

1071

# વાંચો જાહેર ખબર વાંચો

ઈસ્લામની બેહતરી ચાહનાર, સચ્ચાઈનો મદદગાર, ઘણીજ નમ્રતાથી અને ચોખવટથી આર્યધર્મનું ખંડન કરનાર, મુસલમાન ભાઈયોને મઝહબી, સંસારિક, ઈલ્મી, અખલાકી શિક્ષણ અત્યંત સાદી ભાષામાં આપનાર અતિશય દિલપસંદ, મોજીલા અને ભાષાની ખૂબી ધરાવનાર [illegible] વાંચક વર્ગના મનને રંજન પમાડવા રજુ કરનાર ગુજરાતી અક્ષરો સાથે ઉર્દૂ અને ગુજરાતી ભાષામાં



# નૂરે-ઈસ્લામ

માસિક દરેક ઈસ્લામી મહીનાના પહેલા અઠવાડીયામાં પ્રગટ થાય છે. ઈસ્લામની દાઝ હૈયે ધરાવનારા દરેક મુસલમાને તરતજ ગ્રાહક થઈ ઈસ્લામી માસિકને મદદ આપવા સાથે સવાબે દારેન હાંસિલ કરવો જોઈયે.

કાગળ, છપાઈ અતિ સુંદર ટાઈટલ પેજ પણ અતિ મનોહર અને ભપકાદાર છે.

**લવાજમ એક વર્ષ માટે.**

હિંદમાં રૂ. ૩–૮–૦ હિંદ બહાર રૂ. ૪–૦–૦ નમુનો રૂ. ૦–૫–૦

**મોહમદખુબ નકશબંદી.**

**" નુરે ઈસ્લામ " ઑફીસ–સુઈગરાની પોલ.**

**અમદાવાદ.**



બિસમિલ્લા હિર રહમાનિર રહીમ,
નહમદોહુ વ નુસલ્લી અલા રસુલે હીલ કરીમ.

# કમેટીના મૌલાના.

## પહેલો બાબ.

### દીબાચો.

ઝમીને ચમન ગુલ ખિલાતી હે ક્યા ક્યા,
બદલતા હે રંગ આસમાં કયસે કયસે.

જેમ જેમ જમાનો બદલતો જાય છે. તેમ તેમ માણસ પણ રંગ બદલતો જાય છે. એની પ્રકૃતિ, ખાવા પીવાની અને પહેરવાની નિત્ય નવીન ચીજો શોધે છે. એટલુંજ નહિ, પણ તેના હાથે મઝહબો પણ બચી શકયા નથી. ધાર્મિક વિદ્યા જ્ઞાન પૂરતું મેળવ્યા પછી જો કદી અભિમાનમાં આવી ગયા તો બસ હવે તે છે અને મઝહબ છે. એજ કારણે આજે દરેક ધર્મમાં હજારો નવા નવા પંથ જોવામાં આવે છે. જે અસલી ધર્મથી બીલકુલ છેટા પડી ગયા છે. ઇસ્લામનેજ જુઓ તો તેમાં દરેક પંથવાળા એકજ કુરાન પાકની સામે માથું નમાવનારા છે. પરંતુ જેને જૂઓ તે બીજાથી તદન જુદો

દેખાય છે. દરેક પોતાની દોઢ ચોખાની ખીચડી જુદીજ રાંધી રહ્યા છે. આ વખતે મઝહબ જેવી પ્યારી ચીજના માણસ જાતિના હાથે જેવા ખરાબ હાલ થયા છે. તમે દરેકે જાણી લીધા છે. અમો અમુક પેજેમાં અમારી નૉવેલના હીરો ( Hero ) મીસ્ટર વલીદની લાઈફથી વાંચકોને જણાવીશું કે મોલાના શબ્દની આ જમાનામાં કેવી હાંસી ઉડાવવામાં આવી છે.

---

## બાબ બીજો.

---

### વિદ્યા-જ્ઞાન.

વલીદ જયનગરના રહેવાસી એક પૈસાદાર ખાનદાની માણસનો છોકરો હતો જે અતિશય લાડ પ્યારમાં ઉછરેલો હતો ને તે અંગ્રેજી સ્કુલમાં ભણતો હતો. પૈસાદાર તાલેવાનના દીકરા જેવા કે રાત દિવસ જોઈએ છીએ કે તેઓ ભણવા ગણવામાં મહેનત કરવાને બદલે ખેલ કુદમાં વધારે ભાગ લેવાના ટેવીલા હોય છે. વલીદ પણ પહેલા નંબરમાં ખેલાડી હતો. તેની ખોપરીના ભેજામાં. દોલતમંદીને અમીરી પ્રવેશ કરી ગઇ હતી તે વિદ્યાજ્ઞાનને નકામી વ્યર્થ સમજતો હતો. આઠ આઠ દીવસ સુધી સ્કુલમાં જતો નહોતો. દરેક મહીને એક બે રૂપીઆ સુધી દંડના પણ આપ્યા કરતો. પરંતુ જેને એક એક હૉકી અને ફુટબૉલના મેચમાં દશવીશ રૂપીઆ ખરચવા કાંઇ પણ હિસાબમાંજ ન હોય તેને માટે ગેરહાજરીના દંડની શી પરવા હોય. મતલબ કે લાંબી મુદ્દત સુધી તેનો હાલ એવોજ રહ્યો. જેના ઘણા યાર દોસ્ત હોય ત્યાં પછી વળી ચોપડીઓ કોણ વાંચે, કેમકે ભાઇબંધોમાંથી એને ફુરસદ મળતી નહોતી. પરિણામ એ આવ્યું કે ઇન્ટ્રન્સ તો દુર રહ્યું પણ મિડલ સુધી પણ પહોંચી શક્યો નહિ છેવટે થાકીને તેના માબાપે સ્કુલમાંથી ઉઠાવી લીધો. હવે વલીદની ઉમર પણ આ

વખતે ૨૨ વરસની થઈ હતી. પરણી ચુક્યો હતો અને ઈશ્વર કૃપાએ બે બચ્ચાં પણ થઈ ગયાં હતાં એટલે હવે આવા માણસથી વિદ્યા-જ્ઞાનની આશાજ શી રખાય.

---

## બાબ ત્રીજો.

---

### ખરાબી.

માબાપના મરણ પછી વલીદ તમામ જાએદાદનો સ્વતંત્ર માલિક બની ગયો. એટલે હવે બાકી રહ્યું નહિ. મોજમજા ઉડવા લાગી, બોતલો ખુબ ખાલી થવા લાગી ભાઇબંધ દોસ્તોની મંડળી વહાણેથી રાતના અગીઆર વાગ્યા સુધી કાયમ રહેતી. ગંજીફા, શતરંજ, પાસાં, અને ચોસરમાં વખત પુરો થતો હતો. સાત આઠ વરસ સુધી એવીજ ગફલતની નિદ્રામાં ગુજાર્યા પછી લેણદારો તરફની ઉઘરાણીઓ થવા લાગી વ્યાજ ચક્રવૃદ્ધી હતો અને હવે ફરીઆદીઓ થવા લાગી. એક પછી એક હુકમનામાઓ થયા. એક ગામને હરાજ કર્યું પછી બીજાને પછી ત્રીજા ગામના હરાજીનો વારો આવ્યો. પરંતુ વાહરે શાબાશ ? વલીદ ! કે એણે પાસું પણ ફેરવ્યું નહિ. ભાઇબંધોએ જોયું કે હવે પુંજી ખલાસ છે એટલે એક પછી એક ખસવા મંડયા. જ્યારે કુલ જાએદાદ ચક્રવૃદ્ધી વ્યાજને ભેટ ચઢી ગઈ એટલે રહેવાનું ઘર પણ હરાજ થયું. હવે વલીદની આંખ ઉઘડી ગઈ એટલે શું જૂએ છે કે; કોઈ કાંઈ પુછનાર પણ નથી રહ્યો. જે ભાઇબંધો કાલ સુધી દોસ્ત હતા અને દેખ્યા વગર બેચેન થતા હતા તે હવે આંખો પણ મેળવતા નથી. તે વલીદ વિચારમાં ને વિચારમાંજ કલાકો સુધી ગરક થઈ જતો અને ખ્યાલ કરતો કે કાલે શું હતું અને આજે શું થઇ ગયું છે. સત્ય છે કે–" ખાઓ પીઓ પરંતુ વ્યર્થ ખરચ ન કરો કેમકે ખુદાતઆલા–વ્યર્થ ખર્ચ કરનારને પસંદ કરતો નથી." ( કુરાન )

---

# બાબ ચોથો.

## નોકરી.

**વલીદ**ને આવી હાલતમાં કેટલાક મહીના વીતી ગયા છેવટે તેણે પોતાની વહાલી સ્ત્રીની સલાહથી નોકરી સ્વીકારી ખાનદાની માણુસ હોવાને લીધે જીલ્લાના ઓફીસરોએ એની જલદી કદર કરી લીધી. હવે તેની ઉમર ૩૫ વરસની હોવા છતા તેની સાથે ખાસ રિઆયત કરવામાં આવી એટલે ૨૫ રૂપિઆ માસિક પગારમાં કાયમ જગ્યા આપી દીધી **વલીદ** પોતાની સુસ્તી અને ગફલતનો પુરતો બદલો પામ્યા પછી હવે ચાલાક બન્યો હતો. સત્ય છે કે માણુસ કાંઇ ગુમાવ્યા પછી શીખે છે. એટલે હવે તે દિલથી ઘણી મહેનત કરતો અને સંતોશકારક નોકરી બજાવતો હતો એજ કારણથી પગાર વધતો ગયો અને અમુક મુદ્દતમાં હવે સો રૂપીઆ માસિક મળવા લાગ્યા. એ તેના પોતાના ઘર ખરચને માટે હવે બસ થતા હતા.

# બાબ પાંચમો.

## નૉનકોઓપ્રેશન.

**વલીદ**ને સો રૂપીઆ માસિકના થયાની થોડીક મુદ્દત ગુજરી ગઇ હતી કે એટલામાં મી. ગાંધીની વિનાશક આંધી ચારે બાજુ જોર શોરથી ચાલવા લાગી. એરાગેરા નથ્થુખેરા મૌલાના બનીને સ્ટેજ ઉપર નાચવા લાગ્યા. અસહકારની જાલમાં બચારા ભોળા માણુસોને ફસાવવા શરૂ કર્યા. તેમાં અસહકાર ન કરનારને કાફિર અને મુરતદ અને, જાણે બીજાું શુ ને શું કહેવામાં આવ્યું. વળી જે નગરના જમીયતુલ ઉલમાના જલસામાં **વલીદ** પણ કમનસીબીના લીધે પહોંચી ગયા. ત્યાં મૌલાના કબીર કોટપાલુન પહેરીને લેકચર ફરમાવી રહ્યા

હતા. તે ગવરનમેન્ટની નોકરી છોડવા બાબતનુ હતું. એટલે મી. **વલીદ**ના દિલપર પણ એટલી બધી અસર થઈ ગઈ કે ત્યાંજ ચાલુ લેકચરમાંજ તેમણે પોતાની નોકરી મુકી દેવાનું જાહેર કરી દીધું. અને વાલેન્ટીઅરોની યાદીમાં નામ લખાવીને નૉનકોઓપરેશનની હિલચાલમાં જોશભેર શામેલ થઈ ગયા.

---

## બાબ છઠો.

---

### મોલાનાની ડીગરી ( સરટીફીકેટ. )

મી. **વલીદ** તો નોકરીના સાંચામાં ખેંચાઈને મહેનત કરવાના ટેવીલા બન્યા હતા. એટલે અહીં પણ મહેનત કરવા લાગ્યા એટલે પછી બદલા મળ્યા વગર રહ્યો નહિ. જેવી રીતે નોકરને સારૂં કામ કર્યા બદલ ઈનિઆમ મળે છે તેવીજ રીતે નૉનકોઓપરેશન કમેટી તરફથી સારૂં કામ કરનારને મૌલાનાનું ઉપનામ ખિતાબ આપવામાં આવે છે. કેમકે અહીં તો કુરાન, હદીસ અને ફિકાહનું જ્ઞાન મેળવવાની મહેનતથી તો દુરજ રહેવું પડે છે. જેઓ ઉરદુ પણ સારી રીતે વાંચી શકતા નથીં. પરંતુ જો કદી તે નૉનકોપરેશનનો સારી પેઠે જાણકાર હોય અને ગડબડ સટર પટર સ્ટેજપર ઉભો થઈને આડીઅવળી હાંકી જાણતા હોય તો તે મૌલાના થઈ જાય છે. વળી જો કદી નસીબ જોગે ગવર્નમેન્ટે સ્ટેજપર તેની નોટીસ લઈને જેલખાનાની જરા હવા ખવરાવી એટલે તો બસ તે ડબલ રજીસ્ટર થએલો ખાસો મૌલાના છે. એવાને જો કોઈ મૌલાના ન કહે તો લાઈબલ કેસ કરવા લાયક ગણાય છે. અને વળી જો ૬ વરસ સુધી જેલમાંજ રહી જાય તો પછી તે **શેખુલહિન્દ**ને લાયક ગણાય છે. છેવટે **વલીદ**ને પણ તેની મહેનતનો બદલો મળીજ ગયો. અને અમુક દિવસમાં **મૌલાના**ના ઉપનામથી ઓળખાવવા લાગ્યા. હવે શું હતું મૌલાના **વલીદ** પણ સ્ટેજપર આવીને હાજર સજ્જનોને પોતાની વાણી વચનોનું લાભ

આપવા લાગ્યા. હવે જ્યા જુઓ ત્યાં મૌલાના **વલીદ**નું જોર શોર કાને પડવા લાગ્યું જમીયતુલ ઉલમાની યાદી કે જેમાં પાચસો ઉલમાઓની સંખ્યા છે. તેમા અમારા નૉવેલનો હીરો **વલીદ** પણ બીરાજેલા મવજુદ છે. ઠેકાણે ઠેકાણેથી ટેલીગ્રાફ આવતા જાય છે કે જમીયતુલ ઉલમાના જલસામાં તશરીફ લાવો. અને પ્રોગ્રામમાં લખેલું હોય છે કે રાત્રે ૮ વાગ્યાથી ૯ વાગ્યા સુધી મૌલાના **વલીદ**નું લેકચર થશે." મૌલાના વલીદ છે કે હવે ફુલ્યા ફુલ્યા કરે છે કેમકે તે તો પોતાના મનમા સારી રીતે જાણે છે કે મૌલાના જેવો ખિતાબ કે જે વિદ્યાજ્ઞાન પ્રાપ્ત કરવામા જાનતોડ મહેનત કર્યા પછી નસીબજોગે મળી શકે તે આજે તદ્દન અજ્ઞાનતા હોવા છતા મળી આવ્યો છે.

---

## બાબ સાતમો.

---

### મૌલાના વલીદની મૌલવી મોહમદ હફીઝ સાહેબ સાથે મુલાકાત.

તા. ૨૨ મી રજબના દીવસે તિલકપુરમા જમીયતુલ ઉલમાનો ભવ્ય જલસો થનાર છે. અમુક મહીના પહેલાથીજ તૈયારીઓ થવા માંડી છે. તિલકપુરની ઇસ્લામીયા હાઇસ્કુલના વંડામાં મંડપ નાખવામા આવ્યો છે. દરવાજા ઉપર ટીકીટ ઓફીસ રાખવામાં આવી છે. જ્યાં તા. ૨૨ ના વહાણામા ટીકીટો વેચાતી મળશે, જે માણસ ટીકીટ નહિ ખરીદે તે જલસામાં જવાથી બેનસીબ રહેશે. ગરીબ વર્ગના માણસોને પિંડાલની ટીકીટ ઓફીસ એક ચંડાલનું મકાન દેખાય છે કેમકે આ ચંડાલ ટીકીટ માસ્ટર દરવાજા ઉપર ઉભો ન હોત તો તેઓ પણ જલસામાં ભાગ લઇ શકતા. રજબની તા. ૧૮ ના વહાણામાં ૭ વાગે ઘરમાં વિશાળ તડકામાં ખુલ્લી જગ્યાએ મૌલાના પથારી પર સુતા છે. મીઠી નિંદ્રામાં બે ભાન છે. એટલામાં તારવાળા સીપાઇએ દરવાજા ઉપર આવીને બુમ પાડી. તરતજ જલદી ઉઠીને જેમ તેમ

પાણીની બે ચાર છોળો મોઢાપર મારી હાથ પગ સાફ કરી બહાર આવ્યા.

**સીપાઇ**—જનાબ ! જવાબી ટેલીગ્રાફ લઇને ઘણીવાર થઈ હું ઉભો છું.

**મોલાના વલીદ**—માફ કરજો હુ મારા દરરોજનો વજીફો પઢતો હતો. લાવો ? ક્યાંનો તાર છે.

**સીપાઇ**—લો ! રસીદના કાગળપર દસ્કત કરો.

**મોલાના વલીદ** તાર લઇને ખોલ્યો. તો તે તિલકપુરની નૉન-કોપરેશન કમીટીના સેક્રેટરી તરફથી હતો. તેમાં લખેલું હતું કેઃ— "આપનું નામ પ્રોગ્રામમાં છે. માટે તા. ૨૨ મી વહાણાની ગાડીમાં જરૂર જરૂર તશરીફ લાવશો, ફર્સ્ટક્લાસનું ભાડું તાર મારફતે હાજર છે.

**મૌલાના વલીદ** તો મોઢું કાઢીને રાહ જોતા બેઠા હતા તે તરતજ તાર કરી દીધો કે હું તા. ૨૨ નાં વહાણામાં તિલકપુર પહોંચીશ સ્ટેશનથી પિંડાલ સુધી ગાડીનો બંદોબસ્ત કરશો. અને બીજો કાગળ પોતાના માસીના દીકરા મૌલાના મોહમદ હફીઝ સાહેબને લખી મોકલ્યો કે હું જમીયતુલ ઉલમાના જલસામાં શામેલ થવાના કારણે તિલકપુર આવું છું. આપને મેં ન્હાનપણમાં જોયા હતા. પછીથી દુન્યાવી રોકાણના લીધે આપ સાથે મળી શક્યો નથી તે હવે એક પંથ બે કાજની કહેવત પ્રમાણે જલસામાં ભાગ લેવા અને આપની મુલાકાત કરવા હાજર થાઉ છું. વસ્સલામ.

લી. મૌલાના વલીદ, રાજનગર.

તા. ૨૧ રજબની સાંજે મૌલાના **વલીદે** પોતાના મુસાફરીનો સામાન તૈયાર કરી લીધો. નવું સૂટ શરીરે ધારણ કર્યું. દાઢીને એવી રીતે અસ્તરેથી દાબીને સાફ કરીકે મોઢાપર ખીલ પણ બાકી રહ્યા નહિ. માથે મુકવાને માટે નવી શીવેલી ગાંધી કેપ કાઢી. અને તા. ૨૨ મી રજબના વહાણામાં તિલકપુર રવાને થયા. તિલકપુર પહોંચીને ગાડીમાં સવાર થઈ પહેલાંજ મોલવી મોહમદ હફીઝ સાહેબના મકાન ઉપર જઈ બિરાજ્યા સલામ અલેક પછી વાતચીત શરૂ થઈ.

**મૌલાના વલીદ**—કહો ભાઈ ! આપ શું કરો છો ? મેં સાંભ-ળ્યું છે કે દીની મઝહબી વિદ્યાજ્ઞાન આપે પુરતી રીતે હાસલ કર્યું છે. તે ઘણી ખુશીની વાત છે.

**મોલવી સાહેબ**—ભાઈ ! એતો તમારો નેક ખિયાલ છે હું હજી વિદ્યાર્થી છું. દીની મઝહબી વિદ્યાજ્ઞાન કિનારા વગરના દરિયારૂપ છેઃ પુરા બાર વરસ તફસીર ફિકહ અને હદીસનું શિક્ષણ લેતો રહ્યો અને હમણા પણ તેજ પ્રમાણે જારી છે છતાં હું હમણાં પોતાને પ્રાથમિક વિદ્યાર્થીજ માનું છું.

**મૌલાના વલીદ**—ખુબ ! ! ત્યારે તો હું તમારા કરતાં બહુ સારો રહ્યો છું. કે ન ભણ્યા ન ગણ્યા અને આખી ઉમર મઝા ઉડાવી વળી ખુદાના ફઝલો કરમથી ચારે બાજુ આખી દુનિયામાં મૌલાના મોલાના થઈ રહ્યો છું. આજે પણ આપના શહેરમાં જમીયતુલ ઉલ-માના જલસામાં આવ્યો છું કાલે વહાણામાં ૧૦ વાગે મારૂં લેકચર થશે.

**મોલવી સાહેબ**—હા ભાઇ. એમ તો જેને તેને મૌલાના કહેવા માંડો. આ સમયે મૌલાના શબ્દ આટલો બધો સસ્તો થઈ ગયો છે કે તમામ લીડરો અંગ્રેજી જાણનારાઓ કે જેને અરબી સાથે કાંઈ પણ સંબંધ નથી. અને દીની વિદ્યાજ્ઞાનથી તદન અજાણ હોવા છતાં પેપરોમા, જાહેરખબરોમાં મૌલાના છપાઈ રહ્યા છે. તમામ વકીલોના ઉપનામ મોલવી સાહેબ છે એટલાજ કારણે એમ કહેવામાં આવે છે કે જમીયતુલ ઉલમાના ફલાણા જલસામાં પાંચસો મૌલાના ભેગા થયા હતા પણ મારી સમજ મુજબ એવા મૌલાનાઓની ગણત્રી કરવામાં આવે તો પાંચસો મુકીને હજારો મળી શકે છે. સત્ય તો એ છે કે એવા લોકો મૌલાના જેવા મુબારક નામની આબરૂ પર પાણી ફેરવે છે. કેમકે આવા ઉપનામના લાયક તો તેજ મહાન પુરૂષો છે કે જેઓ ફિકહ, હદીસ અને કલામુલ્લાહ શરીફને સારી પેઠે સમજી શકે છે અને તેમાંથી શરીઅતના મસઅલા કાઢી શકે છે.

**મૌલાના વલીદ**—વાહજી વાહ ! ! આ તમે શું કહ્યું ? તમે

શાથી જાણ્યું કે હું મસઅલા નથી કાઢી શકતો. કુરાન, હદીસ, અને ફિકહ તો ફીકા પડી ગયા અને જુના થઈ ગયા છે. હવે તો ગાંધી કમીટીના હુકમો પરથી મસઅલા કાઢી લઉં છું. આજ સુધી ઓછામાં ઓછા સો સવાસો ફતવા હું લખી ચુકયો છું. અગર તમને મારી વાતની ખાત્રી ન હોય તો (ઝટ લઈને–તરતજ પોતાની પાટલુનના ખીસામાંથી એક નોટબુક કાઢીને) લો ! આ અઢી કોડી (૫૦) મસઅલાતો હમણાં તમને સંભળાવી શકું છું.

**નૉનકોઓપરેશન કમીટીના ઉલમાઓ આ નીચે લખેલા મસઅલાઓની બાબતમાં શું ફરમાવે છે.**

**સવાલ**—(૧) શું મુશરિકોને રાજી કરવાથી ખુદા રાજી થાય છે? (૨) અને મુશરિકની જયનો પોકાર કરવો કેવો છે?

**જવાબ**—હા. બેશક કમીટીના મઝહબમાં મુશરિકને રાજી કરવું ખુદાને રાજી કરવાની બરાબર છે, અને જયના પોકાર કરવામાં કાંઇએ વાંધો નથી. મૌલાના શવકતઅલી ફરમાવે છે કે–"ઝબાની જય પુકારનેસે કુચ્છ નહીં હોતા બલકે અગર તુમ હિંદુ ભાઇયું કો રાજી કરોગે તો ખુદાકો રાજી કરોગે. (મદીના અખબાર બિજનોર બાબત તા. ૨૯ રબીઉસસાની મુતાબિક તા. ૨૧ જાનેવારી સને ૧૯૨૦ તકરીર મૌલાના શવકતઅલી જુમ્મામસ્જીદ દિલ્લી) વફીના અલગાંધી અઆલમો (અને અમારામાં સૌથી વધારે જાણનાર ગાંધી છે) લી. અમે છીએ મૌલાના મીસ્ટર **વહીદ.**

(૩) શું ખુદાની રસ્સી મજબુત પકડવાથી દીનનું જતું રહેવું શક્ય છે?

**જવાબ**—હા ! શક્ય છે. મૌલાના શવકતઅલી ફરમાવે છે–"ભાઈઓ ખુદાકી રસ્સી મજબુત પકડો. અગર હમ ઉસકી રસ્સી મજબુત પકડેંગે તો ચાહે દીન હમારે હાથસે જાતા રહે મગર હમકો દુનિયા જુરૂર મીલેગી. (તકરીર મૌલાના શવકતઅલી મદીના અખ-

બાર બિજનોર તા. ૨૧ જાનેવારી સને ૧૯૨૦) વગેરેના અલગાંધી અઆલમો. રાકીમ હમ હેં મીસ્ટર મૌલાના **વલીદ**

(૪, ૫, ૬.) **સવાલ**—દીની કામોમાં મુશરિકના પછાડી ચાલવું (તેના પાછલ પાછલ ચાલવું) અને કુરાન, હદીસમાં ગુજારેલી તમામ ઉમ્મરને બુતપરસ્તીપર કુરબાન કરી દેવી કેવી છે? અને એવા મુશરિકને પોતાનો રાહનુમા (પેશવા) બનાવવું કેવું છે?

**જવાબ**—મુશરિકના પાછળ ચાલવું એટલે મુશરિકની ચાલે ચાલવું અને કુરાન, હદીસમા ગુજારેલી ઉમ્મર બુતપરસ્તી (મુર્તિપુજા) પર કુરબાન કરવામાં કમીટી આગળ કાંઈ પણ વાંધો નથી. ખુદ મૌલાના **અબ્દુલબારીએ** કુરબાન કરી છે. અને રાહનુમા બનાવવું તો આ કમીટીમાં સુન્નતે નબવીયહ છે. મૌલાના **અબ્દુલ બારી** સાહેબ ફરમાવે છે કે "ફકીર નૉનકોપરેશનના મસઅલામાં બિલકુલ પસેરવ (ચાલે ચાલનાર) ગાંધી સાહેબકા હે ઉનકો અપના રાહનુમા બના લીયા હે જો વોહ કહેતે હેં વોહી માનતા હું, મેરા હાલ તો સરેદસ્ત ઈસ શએર કે મુવાફિક હે–ઉમરે કે બઆયાતો અહાદીસ ગુઝસ્ત રફતી વ નિસારે બુત પરસ્તી કર દી. (મારી જે ઉમ્મર–કુરાન અને હદીસોમાં ગુજરી છે તે હવે બુતપરસ્તી મુર્તિપુજાપર નિસાર કુરબાન કરી દીધી) બવકત હિજરતે હુજુર સરકારે દો આલમ સલલલ્લાહો અલય હે વસલ્લમને એક રાહનુમા બના લીયા થા. ગેર મુસ્લિમ મુશરિક થા. ઈસવકત મેંને ભી સુન્નતે નબવીયહ કી ઈત્તિબાઅ કીહે. જબ તક યેહ રાહ નય નહો ઉસીકી પયરવી મુનાસિબ હે (મહાત્મા ગાંધીકા ફએસલા મતબુઆ મતબએ દિલ્લી પ્રિન્ટીંગ વર્કસ સફહા. ૧૬) વગેરેના અલગાંધી અઆલમ લી. અમો છીએ. મીસ્ટર મૌલાના **વલીદ.**

(૭) **સવાલ**—ગાયની કુરબાની જે ઈસ્લામી શિઆરમાંથી છે. તે હિંદુઓને રાજી કરવાની ખાતર મુકી દેવી જોઈએ?

**જવાબ**—જરૂર મુકી દેવી જોઈએ. કેમકે હજરત ગાંધીનો હુકમ છે. જેમકે "**રિસાલા તરકે ગાઉકુશી** મતબુઆ મતબએ દિલ્લી

૧૧૯૦૮



પ્રિન્ટીંગ વર્કસમાં લખેલું છે. હિંદુ હમારે પડોસી હય ઓર ગાઉ કુશીસે ઉનકી દિલ આઝારી હોતી હય. લિહાઝા હમ ગાયકી કુરબાની ન કરે'." અને આ મસઅલો તો તમામ મૌલાનાઓનો ચોકસ નક્કી કરેલો છે, કે જેમાં કોઈ પણ વાંધો છેજ નહિ. અને હમણાં પણ કોઈ પણ માણસ ગાયનો ગોસ્ત ખાય તે કમીનો ( નિચ ) છે એનું ગોસ્ત નૉનકોપરેશન કમીટીની આગળ સુવરના ગોસ્ત તુલ્ય છે. મૌલાના અબ્દુલ બારી સાહેબ પણ તેને મુરદાર કહી ચુકયા છે. અને કુરબાની કરવા પર જક કરનારને કાફિર કહે છે. વશીના અલ ગાંધી અઆલમ લી. અમો છીએ મીસ્ટર મૌલાના **વહીદ**.

(૮) **સવાલ**—શું મુસલમાનોએ ગૌરક્ષાનો પ્રચાર કરવો જોઇએ.

**જવાબ**—જરૂર ! જરૂર ??? મૌલાના સૈયદ ગુલામ હૈદર **અન્જુમ** મુબાઈવાલા ફરમાવે છે " **અય મુસલમાં ગાયકી રક્ષાકા અબ પ્રચાર કર, દિલ અગર રખના હે તો હર જીવકા ઉપકાર કર.** ( અવધ અખબાર લખનૌ બાબત તા. ૮ સપટેંબર સને ૧૯૨૦) વશીના અલગાંધી અઆલમ.

**સવાલ**—(૯) મુશરિકના દિલને પાક (૧૦) તેના પગને પાક કરવા વાલો, (૧૧) એને ઝીમરતબત, (૧૨) ઝીઇજ્જત, ૧૩ હઝરત, (૧૪) મસીહા, (૧૫) હાકિમે દિલહા, (૧૬) રહમતે દાવર (૧૭) ખિઝર, (૧૮) હામી વ. યાવર વીગેરે વીગેરે કહેવું કેવું છે?

**જવાબ**—એ બધું કમીટીવાળાઓનો દીન છે. બરેલી કોંગ્રેસ કમીટી અને ખિલાફત કમીટીના મૌલાનાઓએ અને બરેલીની અન્જુમને ઇસ્લામીયાના કાર્યવાહકોએ પોતે આવા બધા વચનો ગાંધી મહાત્માને માટે કહ્યા છે " ખુદાકા શુક્ર હે, કે તા. ૧૬ અકટોબર સને ૧૯૨૦ કો હમારે મુલ્ક કે લીડર હમારે શાહેરકી ખાક પાક કરનેકે લીયે આ રહે હય. જીન મહાત્માને સાલહા સાલસે હમારે વતન કે લીએ કુરબાની, વ ખિદમાતકી હય, ઉમીદ હય કે ઉનકા ઇસ્તિકબાલ ઉનકે મરતબે વ ઇજ્જતકે મુવાફિક હોગા. ( જાહેર ખબર હેડીંગ મહાત્મા

ગાંધી કી આમદ મનભુઆ કિશોર પ્રેસ ) અને સિપાસનામા મનભુઆ પંજાબી ગેઝેટ પ્રેસ બરેલીમાં છે.

ચલ ફખરે કવોમ હઝરતે ગાંધીકા દેખ આએં,
જોશો ખરોશ કવોમકી આંધીકા દેખ આએં,
ફએઝે કદમસે જીનકે બરેલી બની દુલહન,
યક યક ગલીહે રશ્કે ખિયાબાને નસતરન.
હરએક મકાં કુસુરે બિહશતી પે તઆના ઝન,
હરએક બાગ રશ્કે સદ ગુલશને અદન.
ઈકિ મુખ્તસર સા શહેરથા ગુલઝાર હો ગયા,
સજકે તિખર કે મતલએ અનવાર હો ગયા.
એક ધુમ મચ ગઈ કે મસીહા વોહ આ ગએ,
કરતે હંય દર્દકા જો મદાવા વોહ આ ગએ.
ઇકલીમે દિલપે કવોમકે હાકિમ યેહી તો હેં,
હાકિમ ન કયું હોં કવોમકે ખાદિમ યેહી તો હે.
ડરતે હેં ઈકિ ખુદાસે કુછ અયસે દિલેર હેં,
મુસ્તગની અઝ સના હેં સિતાયશસે સયેર હેં.
તઆરીફ ઈનકી કરસકે કોઈ યેહ નાદુરસ્ત,
ખામોશી અઝ સનાએ તુહદદે સનાએ તુસ્ત.
બખશા હે આજ ફએઝ લિકાએ અજબ સોરૂર,
જઝબાત હુએ કવોમકા અબ દિલમેં હે વોફુર.
શવકતઅલી, મોહમદઅલી, ભીતો સાથ હેં,
હે કવોમ જીસ્મ આપ દમાગ ઓર યેહ હાથ હેં.
રહતી હે લબપે ઝિલ્લતે કવમીસે આહ સર્દ,
કમે શિકસ્તા હાલ કા હે પાક દિલમેં દર્દ.
મુરદાથી કવોમ આપને ઉસકો જીલા દીયા,
હમ સબકો આ બે ચશમએ હૈયવાં પિલા દીયા.
હમ સબકી ખાતિર આપને કયા કયા નહીં કીયા,

હય હર જુબાં પે આપકા ઝિક્ર અય મહાત્મા.
હમ બે કસોંકે હામીયો યાવર બને હેં આપ,
ગુમ કરદહ રાહ કવોમકે રહબર બને હેં આપ.
ઇસિ હાલ પુર મલાલમેં લીડર બને હેં આપ,
ભારત કે હકમેં રહમતે દાવર બને હેં આપ.
લેકીન યેહી કરેંગે મવાનેઅ હોં ગો હજાર,
હમપર ફિદાહેં આપતો હમભી હેં જાં નિસાર.
હે મુંહમેં ઇક જુબાન હમારે નહીં હેં દો,
હાઝિર હેં જાનો માલસે હમ અબ જો હુકમ હો.
અપને ફિદાઇયુંકા કભી ઇમ્તિહાં તો લો,
અબ જીંદગીસે તંગ હેં લિલ્લાહ કુછ કરો.

વફીના અલગાંધી અઆલમ.

(૧૯) **સવાલ**—શું ગંગા, જમનાની જમીનને મુકદ્દસ કહેવું જોઇએ ?

**જવાબ**—બેશક દીને કમીટીમાં એની બરાબર કોઈ પણ બીજી જમીન નથી. મૌલાના અબુલ કલામ આઝાદ ફરમાવે છે, "કોશીશ ઓર લડાઈ સિરફ અમાકિને મુકદ્દસા ઓર ખિલાફત કે લીએ નહીં હે. બલકે હિંદુસ્થાન કો હુકમતે ખુદ ઇખ્તિયારી દિલાને કે લીએ હે. અગર ખિલાફતકા ખાતિર ખ્વાહ ફેસલાભી હો જાએ તાહમ હમારી જીદ્દો જહદ જારી રહેગી ઉસવકત તક કે હમ ગંગા ઓર જમનાકી મુકદ્દસ જમીન કો આઝાદ ન કરા લે." ( અખબાર "જમીનદાર" વીકલી અને તાજ જબલપૂર ) વફીના અલગાંધી અઆલમ.

(૨૦) **સવાલ**—મુશરિકને નબી હોવાની શકિત ધરાવતો (૨૧) અને અલ્લાહનો મોકલેલો નરજાતીમાં કહેવું કેવું છે ?

**જવાબ**—દીને કમીટીમાં બન્ને વાતો ઠીક છે. મૌલાના જફ્‌રૂલ મુલ્કે પોતે રિફાહેઆમ લખનઉના જલસામાં ફરમાવ્યું કે "અગર

નુમુવ્વત ખતમ ન હુઇ હોતી, તો મહાત્મા ગાંધી નબી હોતે." વળી બીજા શબ્દોમાં, એકે, ગાંધીજી નબી થવાની શક્તિ ધરાવે છે. જોકે હાલ નથી. (પેપર-ઇત્તિફાક દિલ્લી તા. ૨૭ અકટોબર સને ૧૯૨૦ પૈસા અખબાર લાહોર તા. ૧૮ નવેમ્બર સને ૧૯૨૦ અખબાર દબ-દબએ સિકંદરી રામપુર તા. ૧ નવેમ્બર સને ૧૯૨૦) વળી મૌલાના અબદુલ માજિદ બદાયુનીએ પોતાના લેકચર જે દિલ્લીના જમીયતુલ ઉલમાના જલસામાં ફરમાવ્યું છે, તે એકે, "ખુદાને ઉનકો (ગાંધીને) તુમ્હારે લીએ મુઝક્કર બનાકર ભેજાહે. કુદરતને ઉનકો સબક પઢાને-વાલા મુદબ્બિર કરકે ભેજાહે. (ફતહ અખબાર દિલ્લી જીલ્દ ૨ નંબર ૨૪૨) વફીના અલ ગાંધી અ આલમ.

(૨૨) **સવાલ**—શું મુશરિકને મસજીદમાં લઈ જઇને મુસલમાનો કરતાં ઊંચી જગ્યાએ ઉભો રાખીને મુસલમાનોનો વાઇઝ (બોધ આપનાર) બનાવી શકીએ છીએ ?

**જવાબ**—કેમ નહિ. નજીબઆબાદની જુમ્મા મસજીદ, હીગન-ઘાટ, મસજીદે કુતુબખાન સામાન, વ જલગાંઉ બલ્ડનામાં એવુંજ કર-વામાં આવ્યું છે. (મદીના અખબાર બિજનોર તા. ૧૩ અગષ્ટ સને ૧૯૨૦, તા. ૧લી અને ૧૯ એપ્રીલ સને ૧૯૨૦, અને ૨૮ અગષ્ટ સને ૧૯૨૦) વફીના અલ ગાંધી અ આલમ.

(૨૩) **સવાલ**—શું મુશરિકના મડદાની ઠાઠડીને ખાંદો દેવો જાએઝ છે? (૨૪) અને કપાળે ચાંદલો કરવો દુરસ્ત છે? (૨૫) અને મુશરિકને હકીકી ભાઇ કહેવું? (૨૬) ખુદાતઆલાને **રામ** કહેવું વળી તેની સમ ખાવાની બરાબર **રામદુહાઇ** કહેવું કેવું છે?

**જવાબ**—મુશરિકના મડદાની ઠાઠડીને ખાંદો દેવો પહેલાં જાએઝ હતો પરંતુ હવે મૌલાના શવકતઅલીએ માફી માંગી લીધી છે. પણ કપાળે ચાંદલો કરવામાં કાંઇપણ વાંધો નથી. મેરઠમાં હજારો મૌલા-નાઓ ભેગા થયા હતા અને બધાએ કપાળે ચાંદલો કરાવ્યો હતો. અને વળી એમજ હકીકીભાઇ પણ મુશરિકોને કહી શકાય છે બલ્કે

એવું કહેવું એક નેક કામ કરવા બરાબર છે. ખુદાતઆલાને **રામ** પણ કહી શકીએ છીએ અને રામદુહાઇ પણ કહી શકીએ. એનો ફતવો મૌલાના બદાયુનીને ત્યાંથી નીકળી ચુકયા છે. મૌલાના શવકત-અલી ફરમાવે છે કે "ગેર મુસ્લીમ મૈયતકો ખાંધા દેના મમનુઅ થા મુજે માલુમ નથા. ઉસકી મેં માફી ચાહતા હું ઔર યેહ કહેતા હું ભુલે બામન ગાય ખાઇ અબ ખાઉં તો રામદુહાઇ મેં અપની બરી-યત મેં કોઈ બાત પેશ નહી કરૂંગા હમ ગુન્હેગારૂંસે લાખુ ગુન્હા હો ગએ હેં મગર અય અલ્લાહ એક નેક કામ બી હમસે હો ગયા હે યઆની મેં ઔર મહાત્મા ગાંધી યકીની ભાઇ ભાઇ હો ગએ ઔર યેહ મોહબ્બત હમને જાન બુજકર બઢાઇ હે (તકરીર શવકતઅલી દર જમીયતુલ ઉલમા દિલ્હી ફતહ અખબાર દિલ્હી બાબત ૨૪ નવેમ્બર સને ૧૯૨૦) વફીના અલ ગાંધી અ આલમ.

(૨૭) **સવાલ**—કુરાન શરીફને રામાયણ અને બાઇબલને સિંહાસનમાં મુકીને હાર ફુલથી સજાવીને ભજન ગાતા ઢોલ વગા-ડતા (૨૮) મંદિરમાં લઇ જઇને (૨૯) પુજા કરાવવી કેવી છે?

**જવાબ**—કમીટી ના મઝહબમાં એમાં કાંઈ વાંધો નથી. આરાહ જી અલ્લાહબાદમાં હજારો મૌલાનાઓ ભેગા હતા અને ત્યાં તેઓએ પોતે એવું કર્યું અને ફરમાવ્યું કે "ઇસમેં હરજ હી કયા હે. વફીના અલ ગાંધી અ આલમ.

(૩૦) **સવાલ**—શું મુશરિક મુરબ્બી (પાલનહાર) અને યાવર (મદદગાર) છે? (૩૧) શુ મુશરિક હર હર જપવાથી જન્નતમાં જશે? (૩૨) શું મુશરિકની મદદ માંગવાથી ફળીભુત થવાની આશા હોય? (૩૩) શું મુશરિકની ઠોકરથી મરેલી કવોમ જીવતી થઇ? (૩૪) શું "અલ મદદ યા ફુલાન (મુશરિક) કહીને મુશરિકને પોકારવું જાએઝ છે?

**જવાબ**—કમીટીના દીનમાં બેશક મુશરિક મુરબ્બી અને યાવર છે. બેશક તેની ઠોકર મરેલી કવોમને જીવતી કરે છે. અલમદદ યા **ફુલાન** (મુશરિક)ને કહીને પોકારવું જાએઝ છે. હર હર કરવાથી

મુશરિકનું જન્નતમાં જવું તાજુબી ભરેલું નથી. મુશરિકની મદદથી ફળીભુત થવાની જરૂર આશા છે. મૌલાના તાહિર મુરાદાબાદી ફરમાવે છે કેઃ—

ગરીબ કવોમકે મુરદેમેં જાન ડાલી હે.
લગા કે આપને ઠોકર મહાત્મા ગાંધી.

... ... ... ...

તોહેં મુરબ્બીયો યાવર મહાત્મા ગાંધી.
મદદ કરો કે ફલકને બહુત સતાયા હે,

... ... ... ...

અજબ નહીં કે યેહ બેકુંઠમેં કરેં બિસરામ,
કે જપતે રહેતે હેં હર હર મહાત્મા ગાંધી.
હમેં ઉમીદ હે હમ કામયાબ હોંગે જરૂર,
કે હેં હમારી મદદ પર મહાત્મા ગાંધી.

( કિતાબ "મહાત્મા ગાંધી" મુસન્નિફા તાહિર મુરાહાબાદી-મતબુઆ પબ્લિક પ્રેસ મુરાદાબાદ.)

(૩૫) **સવાલ**—શું એવો મઝહબ કાઢવો જાએઝ છે? કે જે હિંદુ, મુસલમાનનું જુદાપણું કાઢી નાંખે અને (૩૬) પ્રયાગ અને સંગમને મુકદ્દસ નિશાની ઠરાવે?

**જવાબ**—હા જાએઝ છે. કમીટી એવો મઝહબ કાઢવાની ફીક-રમાંજ છે. મૌલાના શૌકતઅલીનો રિપોર્ટ જૂએ. તેમાં લખેલું છે કે, અલાહબાદમેં એક એસા ફેંએસલા સાદિર કીયા ગયા હે જો ઈસાર વ રિફાકતકી સ્પિરિટ કો ઈનશા અલ્લાહ તરકકી દેગા બલકે એક નએ મઝહબકો જો હિંદુ મુસલમાનોં કા ઈમતિયાઝ (જુદાપણું) મવકુફ કરતા હે ઔર પ્રયાગ યા સંગમકો એક મુકદ્દસ અલામત બનાયા હય.

વફીના અલગાંધી અ આલમ.

(૩૭) **સવાલ**—શું મુસલમાનો પોતાના નામની સાથે લાલા, અને પંડિત લખાવવું અને કહેવરાવવું દુરસ્ત છે?

**જવાબ**—એકલું દુરસ્ત છે એટલુંજ નહિ બલકે મૌલાના શૌકતઅલીની સુન્નતની પાયરવી છે. અખબાર "દબદબએ સિકંદરી" રામપુરમાં છે કે, મૌલાના શવકતઅલીને એક જલસેમેં કહા કે મુજકો પંડિત અને મેરે ભાઇ મોહમદઅલીકો લાલા લિખા જાયા કરે.

વફીના અલગાંધી અ આલમ.

(૩૮) **સવાલ**—શું તે મુશરિકોને માટે કે જેઓએ ગાયની કુરબાની કે જે ઇસિલામી શેઆર છે. તેને બંધ કરી દેવાની ખાતર ગરીબ મુસલમાનોને એ રહમીથી જીવતા આગમાં શેકયા અને બાળી નાંખ્યા તેવા મુશરિકોને રાજી કરવાની ખાતર ગવર્નમેન્ટ પાસે દરખાસ્ત કરવી કે તે મુશરિકોને મુકી દે. એવી દરખાસ્ત કરવી જાએઝ છે?

**જવાબ**—કમીટીના દીનમાં જરૂર જાએઝ છે. **હુમદમ** અખબાર લખનૌ બાબત ૧૪ ફેબ્રુઆરી સે ૧૯૨૦ નંબર ૩૭ જીલ્દ ૫ મી પ્રષ્ટ ૫ માં છે કે, બઅઝ લીડરોં ઔર અખબારોંકી તરફસે ગવર્નમેન્ટ કી ખીદમત મેં યેહ દરખાસ કી જા રહી હૈ કે મુજરેમીને કટારપુર (કટારપુરમાં જે હિંદુઓએ મુસલમાનો પર અતિ નિર્દય જુલમ ગુજાર્યો છે. તે ગુન્હેગારૂ હિંદુઓ જે) કે સાથ તરહુમે ખુસરૂવાન કા બરતાવ કીયા જાએ. વફીના અલગાંધી અ આલમ.

(૩૯) **સવાલ**—જુમ્માના ખુત્બામાં કોઇ મુશરિકનું નામ લેવું અને તેના વખાણ કરવા કેવા છે?

**જવાબ**—કમીટી તેને માટે કહે છે કે કાંઇપણ અડચણ નથી લેવું જોઇએ. પોતે મૌલાના અબુલ કલામ આઝાદે નાગપુરમાં ગાંધીનું નામ જુમ્માના ખુતબામાં લીધું અને મુકદ્દસ ઝાત વીગેરે કહ્યુ છે. (અખબાર મશરિક ગોરખપુર બાબત ૧૩ જાનેવારી સને ૧૯૨૧.)

વફીના અલગાંધી અ આલમ.

(૪૦) **સવાલ**—શું મુરતદને શેખુલહિન્દ કહેવું અને તેને પ્રેસીડેન્ટ સદર બનાવવું જાએઝ છે. જેમકે મહમુદુલ હસન દેવબંદી વહાબીને કહેવામાં આવે છે.

**જવાબ**—સુન્ની અને વહાબીઓમાં કાંઈ ફારફેર નથી તે પણ હક પર છે અને તે તો પહેલાંના સુન્ની ઉલમાઓના અકીદા હતા કે વહાબી ફીરકો ઈસલામથી ખારિજ છે. નૉનકોઓપરેશનના ઉલમાઓની આગળ ઇસાઈ નસારાના સિવાય દુનિયામાં કોઇપણ કાફિર નથી. પછી ગમે તો તે બુતપરસ્ત (મુર્તિપુજક) હોય કે ગોબર પરસ્ત (ગોબર પુજક) મુત પરસ્ત (મુતર પુજક) ગાય પ્રસ્ત (ગૌ પુજક) હોય અને તે ગમે તો રસુલુલ્લાહ સલલલ્લાહો અલય હે વસલ્લમનો તિરસ્કાર કરતો હોય અથવા તે અલ્લાહ તઆલા અને તેના પ્યારા હબીબને ખોટું બોલતો હોય. ગમે તો તે એવા ખુદાને માનનારો હોય કે જે ચોર બહારવટીઓ જૂઠો જુલમી, શરાબી બધુંએ હોઈ શકે એવો હોય. જ્યારે અમો એવું માનીયે છીએ કે ઇસાઇ નસારાના સિવાય બધા પંથવાળા યકીની ભાઇ છે અને તમામ પંચના અને મઝહબના દાઇ (બોલાવનાર) મુનાદી (પોકાર કરનાર) મહાત્મા ગાંધી અને શેખુલ હિન્દ નોતરૂં દેનાર છે. તો પછી મૌલાના મહમુદુલ હસનને જલસાના પ્રસીડેન્ટ બનાવવામાં અને શેખુલ હિન્દ કહેવામાં શો વાંધો હોઇ શકે છે.?

વકીના અલગાંધી અ આલમ.

(૪૧) **સવાલ**—શું હિન્દુસ્તાન ઉપર અગર તુર્કો ચઢી આવે તો તેમની કતલ અમારી ફરજ થશે કે નહિ?

**જવાબ**—જરૂર થશે જુઓ શબ્દો અલી બિદાદરાન (અખબાર મશરિક ગોરખપુર તા: ૧૩ જાનેવારી સને ૧૯૨૧) હમ હિન્દી કવોમ પ્રસ્ત હેં, ઓર હમારા ફર્જ હે કે અગર તુર્કી ભી હિન્દુસ્થાન પર ચઢાઈ કરે તો હમ ઉસકે ખિલાફ તલવાર ઉઠાએં.

વકીના અલગાંધી અ આલમ.

(૪૨) **સવાલ**—માહે મોહરરમમાં ઝંડા અને તાજીઆ ઉઠાવવા (૪૩) શરબત (૪૪) ખાણું વીગેરે કરવાનો શો હુકમ છે?

**જવાબ**—કમીટીના મૌલાનાઓ આગળ છે કે જો કદી એ લોકો હલાલ સમજીને ઝંડા અને તાજીઆ ઉઠાવે છે, શરબત અને ખાણું વીગેરે કરે છે તો તે કાફિર છે. અને જો કદી હરામ જાણે છે પરંતુ દર વખતે હમેશ કર્યા કરે છે તો પણ તે કાફિર વળી બન્ને પ્રકારે એ લોકોના હાથે કપાએલું જનાવર હરામ જુઓ ફતાવા મોલવી અબદુલ બારી મતબુઆ મતબએ યુસુફી ફિરંગી મહલી પ્રષ્ટ ૨૫૪ લીટી ૧) વફીના અલગાંધી અ આલમ.

(૪૫) **સવાલ**—રામ લક્ષમણના ઉપર ફુલ પુષ્પ મુકવા (૪૬) દસસેરાના વરઘોડામાં ભળીને શંખ વગાડવા (૪૭) મીસ્ટ તિલકના માટે બક્ષીસની દુઆ માંગવી (૪૮) તેના જનાઝાની નીમાજ પઢવી (૪૯) તેના સોગમાં કામ કાજ બંધ રાખવા (૫૦) મસજીદને તેનું સોગપાળી માતમ કરવાની જગ્યા બનાવવી એ બધા કામ કેવા છે?

**જવાબ**—કમીટીના દીનમાં આ બધા કાર્યો જાએઝ છે. ઘણે ઠેકાણે નૅનકોપારેશનના મૌલાનાઓ એવું બધું કરી ચુકયા છે આ બધા કામો રજીસ્ટર્ડ છે. એમાં જરાએ શંકા નથી.

વફીના અલગાંધી અ આલમ.

**મોલવી સાહેબ**—લાહવલા વલા કુવ્વાતા ઇલ્લા બિલ્લાહ ખુદાવંદે કરીમ એવા નાપાક ફતવાના લખાણથી બચાવે આવા કુફ્રના કાર્યો આંપને મુબારક થાય. આપનાથી તો નાદાન અજાણ્યા જાહિલ લોકો લાખ દરજ્જે સારા છે. આપના જવાબોએતો ઇસ્લામને ધાર વગરની છરીથી કાપી કાઢયો છે. અલ્લાહ તઆલા આપને અને આપના જેવા મૌલાનાનું સરટીફીકેટ મેળવેલાઓને હિદાયત અતા ફરમાવે. આમીન.

**મવલાના વલીદ**—આ સાંભળીને ઘણા ચીડાયા અને મોઢું થરડીને પાટલુન ખંખેરી વંજો માપી ગયા.

અયસે મઝહબી મુશકિલોં કે ઝમાને મેં હરેક મુસલમાન ભાઈ કે પાસ જરૂરી રખને કે

# કામિલ કિતાબેં.

---

**ઇસ્લામ રીસાલા નં. ૧** ઇસમેં ઈમાનવાલોં કે અકીદે બયાન કીયે હેં. જીનકે બગેર ઈમાન કામીલ નહી હોતા, જીનકા જાનના હર મુસલમાન કો જરૂરી હય, ઔર ગુજરાત મેં જુબાન ગુજરાતી આમ હે ઔર ખસુસન ગુજરાતી જાનને વાલોં કો અકાઈદ મેં વાકીફ કરના મકસુદ થા ઈસલીયે યેહ રીસાલા ગુજરાતી હરફોં મેં ઔર ઉરદુ જુબાનમેં છપવાયા હે.

એક આનેકી ટીકીટ ભેજકર મંગાવો. કીં. ૦–૦–૬.

**ઈસ્લામ રીસાલા નં.** ૨ ઉર્ફે હદીયતુલ મુસલેમીન–યેહ રીસાલા હર મુસલમાન કે પાસ હોના જરૂરી હે ઈસ વાસતે કે ઇસમે પાકી નાપાકી, વોઝુ તયમમુમ ઔર નમાઝ કે હર એક અહકામ ખુલાસાવાર બયાન હેં. યેહ રીસાલા મસઅલોકી મોઅતબર કીતાબોંસે લેકર લીખા હે ઇસલીયે યેહ બડી કીતાબો કા કામ દેતા હે યેહ રીસાલા ભી જુરૂરત કે લીયે ગુજરાતી હરફોંમેં છપાયા હે.

સાડેતીન આનેકી ટીકીટ ભેજકર મંગાવેં. કીં ૦–૩–૦.

**નમાઝકા ફલાસફા ઉર્ફે હમારી નમાઝ**—ઇસ રીસાલેમેં કુરઆન ઔર સચ્ચી મીસાલોં સે મુતાઅસસીર તકરીરમેં હમારી નમાઝકા ફલાસફા દીલ ચસ્પ તરીકે ઔર નિહાયત ખુબીસે બયાન કીયા હે કે બે નમાઝી ઈસકો પઢકર નમાઝ પઢને લગે હેં ઔર નમાઝી જીયાદા મજબુત ઔર પાબંદ હુવે હે.

યેહ ભી ગુજરાતી હરફોંમેં હે. કીં. ૦–૫–૦

સાડે પાંચ આનેકી ટીકીટ ભેજકર મંગાવેં.

દોલતમંદ લોગ ઈન કિતાબોં કો ખરીદ કર ગરીબ મુસલમાનોં કો તકસીમ કરના ચાહેં તો ખાસ કિફાયત સે મીલેંગી.

# કવમી લીડરોની ઈસ્લામી સેવાઓ

આજકાલના કવમી લીડર જે ઈસ્લામી સેવા બજાવવાના બદલે હિન્દુઓની તરફદારી ફરમાવતાં શરીઅત ઓળંગીને ક્યાંનું ક્યાં બોલી ગયા છે, જેનાથી હિન્દુઓ મગરૂર થઈ ઈસ્લામ પર હુમલા કરતા થયા છે તેનું ગુજરાતી ભાષામાં અને ગુજરાતી અક્ષરોમાં વિસ્તારથી વર્ણન છે. આજકાલ પોતાના પવિત્ર ઈમાન બચાવવા ખાતર દરેક મુસલમાન ભાઇને વાંચવાની ખાસ જરૂર છે. કીંમત ૦–૨–૦ અઢી આનાની ટીકીટ મોકલાવી મંગાવશો.

---

# તેજસ્વી દિલનો પ્રકાશ.

આ પુસ્તકમાં આર્યસમાજીઓના મુકાબલામાં પાક ઈસ્લામની સરસાઈ અમુક દલીલોથી એવી રીતે સાબીત કરી છે, કે ગમે તેવો ઈસ્લામનો વિરોધી માણસ હોય તોપણ તેને માની લીધા વગર છુટકાજ ન થાય. અશુદ્ધીની હિલચાલના વખતમા દરેક મુસલમાન ભાઈએ પોતાની પાસે અવશ્ય રાખવી જોઈએ. એ પણ ગુજરાતી ભાષામાં અને ગુજરાતી અક્ષરમાં રસિક વર્ણનવાળી કિતાબ છે રૂા ૦–૪–૦ સાડાચાર આનાની ટીકીટ મોકલી મંગાવશો.

એડીટર.

" નુરે ઇસલામ " ઑફીસ–સુઈગરાની પોલ.

અહમદાબાદ.

---